॥ૐ॥

હરિગીત છંદ

"મમ દ્વાર ઠોકવાનો અવાજ કઠોર મમ કાને પડ્યો,
આશ્ચર્યની જ સમાધિમાં હા! વાટ જોતાં હું અડ્યો;
ત્યાં પ્રેમ મધુરા નમ્ર ધીમા સ્વરે કરતો ગુંજ છે,
શું જાણતો મણિરામ! ના એ ઠોકનારો તું જ છે.

રામ.

# શ્રી રામ લહરિ

## લહેર ૨ જી.

ઉપજાતિ

"રાત્રી જશે વિતિ થશે હમણાં પ્રભાતે;
સૂર્યોદયે કમલિની હસશે સ્વજાતે."
એવો વિચાર અલિ! કોશ પૂર્યો કરે એ;
આવી ગયો કરિ! અહો! નલિની અરે! તે.

## પદ ૧ લું રાગ કાનડો

રમખાણુ રમું હું રંગે, ચેતન લહરિ શુભ સંગે રે. રમ.ટેક
ચેતન લહરિ ભગનિ ચમકી, ઉડી આજ ઉમંગે.
હું પણુ ચેતન લહરિ ભગિનિ, ખેલું હું ઉછરંગે. રમ૦
દીર્ઘ કાળથી દુર વસીને, ગણુતાં નોખાં અંગે
તેથી આધે આધે ભાગી, બહુ સાચવતાં ઢંગે. રમ૦
વળી વેગળાં નાસી નાસી, જાતાં ખુબ પ્રસંગે
પુર્ણ કૃપા પરમેશ્વરની પાણી, પરખાયું નંગે. રમ૦
ચેતન સાગર માત મયાયે, જીતાણું છે જંગે
મોહ નિધિ ઠેકયો હનુમંતો, એકજ માત્ર છલંગે. રમ૦
પાતાળી જળ આજે ચડીયા, ઠેઠ મેરૂ ગિરી શ્રંગે.
બન્ને ભગિની ખેલે પ્રેમે ચેતનમાત ઉછંગે
ભગિની ભગિનીમાં મળી જાતાં ભાળી માત અસંગે
જન પ્રભુ રામમણિ મૃદુ મોંઘી, ખેલું ખાસ સુરંગે. રમ૦

## પદ ૨ જું રાગ મહીયારીનો

આ સંસારે સાચું ખોટું, શે સમજાયે શાણા સાથી ?
સ્વારથને કેમ સંકેલાયે, પરવારૂં કેમ પ્યારા પંથી ?
પ્રશ્ન પુછેલો પ્યારો લાગ્યો, સ્નેહે બોલ્યો સાચો સાથી
ટુંકામાં કહું ખાસ કથન તે, પકડી લેજો પ્યારા પંથી.
હું તું મારૂં તારૂં અંથી પંથી છોડી શોધે સાથી
શોધે જડતાં આપ ભુલીને, પરમાં ડુબે દાનો પંથી
સાચાં ને ખોટાંનો છેડો, સર્વેશ્વર શ્રી રામ સાથી
મણિમાં મળતાં પુછે કોને. પંથે નહિ ને ન મળે પંથી.

॥ ૐ ॥

# શ્રી રામ લહરિ

## લહેર ૨ જી.


લેખક,

**પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર ચોરવાડકર**

રામવીણા, સંગીત ગીતા, સ્તોત્રષટક આદિના લેખક.

રહેવાસી ચોરવાડ હાલ જુનાગઢ

તથા

**બ્હેન માણેક મદનજી**

મુ. ભાવનગર હાલ કેશોદ.



પ્રકાશક.

**સોની મોહનલાલ વિ૦ કાનજી.**

રહેવાશી કેશોદ હાલ ડરબન-નાતાલ.





સને ૧૯૧૭.    પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦    સંવત ૧૯૭૩

શ્રી રામનવમી.

---

અમદાવાદ. શાહપુર નવીપોળમાં આવેલા શ્રી "પ્રજાહિતાર્થ" મુદ્રાલયમાં-પ્રેસમાં પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

---


અમૂલ્ય.

☞ અમૂલ્ય સ્વીકારવા ન ઇચ્છે તેણે ઇચ્છા મુજબ રકમ કર્ત્તા તરફ મોકલવી તેનો આવી રીતેજ સદુપયોગ થશે.

# નિવેદન.

**વ્હાલાં આત્મસ્વરૂપી બંધુ બ્હેનો !**

અખિલેશ્વર, દીનબંધુ, ભક્તવત્સલ ભગવાન શ્રીરામચંદ્રજીના જન્મ મહોત્સવ પ્રસંગે આ લઘુ પુસ્તક આપની સેવામાં અર્પતાં મહદાનંદ થાય છે.

કેશોદ–કાઠિયાવાડ નિવાસી પરંતુ હાલ ડરબન—નાતાલમાં નિવાસ કરનાર, સોની મોહનલાલ વિ૦ કાનજીએ પોતાને ખર્ચે આ પુસ્તક સર્વ ને અમૂલ્ય આપવા ઉત્સાહ દર્શાવી સાચો પરોપકાર સાધ્યો છે જે અર્થે સપ્રેમ ધન્યવાદ આપતાં આનંદ થાય છે. એ ભાઈ બાળપણાંથીજ ધર્મ તરફના પોતાના સંપૂર્ણ પ્રેમવડે લેખકો ના સબંધમાં આવેલ છે અને હજુ જો કે યુવાવસ્થામાં છે છતાં પણ પોતાની ધર્મ નિષ્ટાવડે અનેકને સન્માર્ગે વળવાનાં એક ઉચ્ચ દ્દષ્ટાંત રૂપ થઇ રહેલ છે. પ્રભુ તેમની ઉન્નતગામી–પ્રવૃત્તિઓમાં કૃતાર્થતા આપો એજ અભ્યર્થના. રામ.

જુનાગઢ.
શ્રી રામજયંતિ
સંવત ૧૯૭૩

**પ્રભુલાલ પીતમલાલ**

ॐ

# શ્રી વિઠ્ઠલનાથજી પદપંકજે અર્પણ હો.

## રાગ આરતિ.

જય વિઠ્ઠલનાથા, પ્રભુ જય વિઠ્ઠલ નાથા
પતિત પાવન સ્વામી. જય જય શ્રુતિ માથા. જયદેવ.
પતિત પાવન ટેવ, તેથી નથી ધોખો. પ્રભુ૦
એ ટેવે હે ! દેવા ! (૨) ચોખો કીધ ચોખો. જયદેવ.
દામા માટે દોટ મ્હાર બની મેલી. પ્રભુ૦
એ કરૂણા દર્શાવી. (૨) દે દોષો ઠેલી. જય૦
અંધ તુકાનાકોરા તેં દીને કાઢયા પ્રભુ૦
જળ ન શકયું ભીંજવી. (૨) મદીને તેં વાઢયા. જય૦
નામાની મન કામ, તેં પુરણ કીધી પ્રભુ૦
બ્રાહ્મણની સંગાથે (૨) પંગત દઇ દીધી. જય૦
જનની જનુની ધન્ય, કરવા તું ધાયો પ્રભુ૦
અમ માટે આ ટાણે (૨) શું કેશવ ! કાયો. જય૦
આ પાણ સ્વામી વાંસે વા ઢોળ્યો વ્હાલે. પ્રભુ૦
કર કરૂણા કરૂણાળુ. (૨) પડીયાં તુજ પાલે, જય૦
સખુનું કીધું કાજ રૂપ એનું લીધું પ્રભુ૦
દીન દયાળુ બાનું (૨) જગ જાહેર કીધું. જય૦
તુકારામ વકીલાત, તેંજ કરી સફળા. પ્રભુ૦
શીવાજીને સપડાવા (૨) મ્લેચ્છ બન્યા અફળા. જય૦
અમ બેનો આ અર્જ, ગર્જ ધરી કરીએ. પ્રભુ૦
દે અદ્વય આનંદા, તુજપદ સ્થીર ઠરીએ. જય૦
પ્રભુ મણિમય મણી પ્રભુમય, જ્યોતિ દર્શાવી. પ્રભુ૦
રામકૃષ્ણ હરિ વિઠ્ઠલ (૨) દે દિલ દર્શાવી૦ જય૦

॥ ॐ ॥

# સ્વાનુભવ કેન્દ્ર.

રાગ બુલબુલ ગઝલ.

૧

પરમ પરમાત્મ પરધામી, પરમ જ્યોત્તિ પરમ સ્વામી
અનામી નામ જેનું ના, અરૂપી પાદ પ્રણુમામિ
અગુણમાં ગુણ આરોપું, વિચારો વાણીના કરવા
અહા ! અથયો પ્રભુ થઇને, અનુભવ માંડીયા બકવા
"યતો વાચો નિવર્તંતે" "મને સહ:" તે પદે બેસી
બકું બકવાદ કે શું ? શું ? ખસી ગઈ ચિત્તની ઠેસી
પરમ બ્રહ્મ ન બીજું જ્યાં, અને કો દાસ તે કોનો
મણિમય રામ જ્યોત્તિમાં, જડે ના ગંધ દ્વંદ્વોનો

૨

સ્તવું સ્તવને હરિને તે, નથી જ્યાં ધામને ધામી
વિનય વિભુને કરૂં હું હા ! નથી જ્યાં નામને નામી
પ્રભુ સ્થાપું મદું હું ને, સદા તે સત્ય છે સત્યે
ટળી હું ને હરિ ગાઉં, રહું આનંદમાં નિત્યે
અનોખાં સ્તોત્ર વૈચિત્ર્યે, સ્તવી સર્વેશ શાંતિમાં
વિરામું ને કથું આવું, ભમું ના લેશ ભ્રાંતિમાં
ગમે કે ના ગમે જગને, નથી જગ તો કશી પરવા
મણિરાઐક્યતામાં હા ! ગવાશે ગાઇશ ગુણ ગરવા

૩

અગણુ હા ! ગણુપતિ પ્યારા, અગજ ગજ આનને શોભો
અવિઘ્ને વિઘ્ન હરનારા, સ્તવન શુણુવા જરા થોભો

અચિન્હિત ચિન્હ તારામાં, ગગનપર ગેબનો ગોળો
કરૂં આરોપ અન્વયથી, કૃપા મૃત હેલ ઝટ ઢોળો
નવે નિધિ સકળ સિદ્ધિ, સદા પાસે રહે હેતે
સકળ સુર ચામરો કરતા, અગણ ગણું શાવડે તે તે
ખરી ચૈતન્યની શક્તિ, સદા ચૈતન્ય મણિરૂપે
રમત કરી આપમાં આપે, સ્વયં રામે રમે ચૂપે

૪

" અયં આત્મૈવ બ્રહ્મૈતિ, " ધડુકે વેદ ઢંઢેરો
તથાપિ સાંભળે ના તે, પડયો માયા મને ટેરો
અહો " પ્રજ્ઞાન બ્રહ્મૈતિ " બજે ડિંડિમ વેદાંતે
ફુટેલા કાન જેના તે, ભ્રમણમાં ભાટકે ભ્રાંતે
ગુરૂજી " તત્વમસિ " વાકયે, અનાહત્ નાદ સંભળાવે
ધ્વનિમાં ધ્યાન દે ના તે, પથરમાં શીર્ષ અફળાવે.
" અહંબ્રહ્માસ્મિનિજ બોધે, સ્વયં મણિરામને જાણી
ગગનવત થઇ રહું રાજું, મજાની મોજ સૌ માણી.

૫

અહો ! કૈવલ્ય પદમાં તે, કહો કયાં જીવ ઈશ્વરને
વળી માયા સમાયેલાં, ગણે શું સત્ય નશ્વરને
જતાં ગુણ નિર્ગુણી વૃત્તિ, વિરાગી ભક્તિ વિજ્ઞાની
બ્રહ્મન્ બ્રહ્મ વિચારોમાં, અમળ મળ ધ્યાન શું ધ્યાની
પરખ પરમેશની પડતાં, પરખીયા સદ્ગુરૂ સાચા
ખરે ટાણે કમાણીમાં, મળેલી સત્ય આ વાચા
ભજન મણિ આવતાં હાથે, રમાપતિ રામને પેખ્યા
રમત ન્યારી રમણહારા, પ્રભુ પતિ પ્રેમમય દેખ્યા

૬

અવેશા ને ભજો ભાવે, નથી આવું જવાનું ભા !
ઉતર તું અંતરે જોવા, ન છેટો ભાઇ ! ભાગી જા !
અહા ! આ ચાર દેહોને, અવસ્થા ચારને ઘેરી
રહ્યો તે રામને જો જો, ઉપાધિ ટાળી " હું " કેરી
પદાંબુજ સદ્‌ગુરૂ દેવા, તણા સેવે મળે શાંતિ
ઉગંતાં સુર્ય આકાશે, ટળે અંધારની ભ્રાંતિ
ગુરૂ મણિ વાક્યની જ્યોત્તિ, ઝલકતી ભાળ લાગે છે
અયં આત્મા અનામિમાં, સ્વયં ધ્વનિ રામ જાગે છે

૭

પ્રભુતા પદ પ્રભુનું તે, પ્રભાવે ને સ્વભાવે છે
પ્રભુ પ્રભવે કરે લયને, પ્રભુ પોતે નિભાવે છે
સમજ શાણા સુ સંતોની થયો જે સંત તે જાણે
ન બુદ્ધિ તુચ્છ ત્યાં પુગે, ભટકતી નર્કના ખાણે
વિના પગ પંથ કાપે જે, વચન મન દેહથી હા ! તે
સુગુરૂની સાન તે સમજે, વૃથા વાતે નહિ ખાતે
અલીંગી સર્વમાં ભરીયો, મહદ્ યોનિ સભર આપે
મણિરામે રમત કીધી, દહ્યું જગ હાય ! ત્રય તાપે

૮

હરિ અવલંબને સૌનું, અનવલંબન રહ્યો પોતે
તજી અવલંબતી વસ્તુ, ધુરો આધાર સત ગોતે
અલગ રોહ આવરે સૌને, નિરાળો ખેલ એ ખેલે
ઝીલે જળમાં ન ભીંજાએ, કમળ જળ સમ રમે ગેલે
જાહેજ કહેતાં જળો ના,ના, સમજજો ભા ! કમળ સાચું

અરે ! શબ્દો તણી એવી, ન સાનો જાણી તો કાચું
ન પકંજ જાણુ દાદુરંને, કમળ મણિરામ જાણી લે
ઉભય ઉપજેલ છે પંકે, તથાપિ શ્રેષ્ટ માણી લે

૯

નહિ ભૂમિ નહિ જળતે, નહિ તે તેજ કે વાયુ
નહિ આકાશ એ એવું, નિગમ નેતિ કરી ગાયું
ગુણાતિત શૂન્ય પર શૂન્યે, ન ધર્મા ધર્મ કર્માદિ
નહિ જ્યાં પુન્ય કે પાપો, ન ભ્રમણા ભેદ ભર્માદિ
ન લીલું કાળું કે ધોળું, ન પીળું લાલ નંણુકું
ન સ્વર્ગો કે નથી નર્કો, કુંકું એ છે ન કે રૂડું
ગગન આકાર ગુરૂ હૃદયે, પીછાણી લે મણી વ્હાલા !
ટળી જા "તુ" થઇ જા "તે", નિરખી લે રામજી લાલા

૧૦

ન નાતે જાત કે ભાતે, નથી કાંઇ રાગી કે દ્વેષી
ન લિંગાદિ મળે એને, વિદેશી કે નથી દેશી
પચીશે તત્વ માયાનાં, પરે પર બ્રહ્મ સાચો તે
પચીશેમાં રહ્યો વ્યાપી, પચીશે છે ન બ્રહ્મ તે
અહો ! પાતાળથી માંડી, રવિ લગી માંડણી માયા
બધાં શિર કાળ ગાજે છે, બધી માયિક એ છાયા
જલજ જલમાં અલગ એવો, હરિ જગ નીરમાં આપે
ચડપ મણિરામ ઝડપીને, ચતુર ચિત્તે ગ્રહે ચાંપે

૧૧

ચમક સૌ છેજ ચિદ્દઘનની, અનંતા મર્મ મોટા એ
ન દર્પણ ક્યાં પ્રતિબિંબો ? કદિ ભાસેજ ખોટા તે

દીવે દીવા ઘણા થાતા, પ્રકાશક દીવડો પોતે
ન દીપે ભેદ લવલેશે, જણાશે હા ! ખરૂં જોતે
નિયંતા વિશ્વનો વિશ્વે, રહેલો વિશ્વ રૂપે તે
વિલાસો આપમાં આપે, કરેલા વિશ્વ ભૂપે તે
મણિ વિસ્તાર સૌ માંહે, પરિવારો પ્રભુતાના
વિરામે રામમાં અંતે, સુખેલો એ વિભુતાના

૧૨

અહો ! મન ચિત્ત બુદ્ધિને, કરીને એક સાંભળજે
જુઓ ઘર શેરીને ચૌટા, નગર ગ્રામો દિલે ધરજે
વળી બહુ ક્ષેત્રને વાડી, ગિરિ પ્રાંતો અને ખંડો
સમુદ્રો વન નદી ઝાડી, અનેકાનેક બ્રહ્માંડો
બધામાં એક આ ભૂમિ, રહી વ્યાપી વિચારો તો
ગમે ત્યાં પગ ધરો વ્હાલા ! ભૂમિ પર એજ ધારેલો
અચલ આત્માજ એ રીતે, મણિરામે લહ્યો હામે
તમે પણ તેમ જાણીને, વિરામો તો ઠરો ઠામે

૧૩

હજુ દૃષ્ટાંત દઉં એક, સમજતાં શાંતિ મન પામે
સુતો જીવ સ્વપ્નની માંહે, રચે બહુ રંગ તે હામે
ઘણું ઘર સુત્રને પુત્રો, નિરાંતે પારણે ઝૂલે
રથો ઘોડા અને હસ્તિ, શુભગ હા ! બારણે ઝૂલે
ધનાદિક વૈભવો ઝાઝા, સુખાસન રાજ્યની રિદ્ધિ
અણિમાદિક આંગણીયે, રહી કરજોડીને સિદ્ધિ
બધે રૂપે વિલસતો તે, સૂતેલો જીવ બીજું ના
મણિ આત્મા વિભુ એવો, સભર ભર્યો રામ રીઝું હા !

૧૪

યથા જળ સાગરેથી હા ! ગયું ખેંચાઇ ઘન પટલો
થયાં; પડયું પૃથ્વી માંહે તે, વનસ્પતિ ખીલતો ખટલો
બધા જીવ જંતું પોષાતાં, વધ્યું તે હા ! ઢળ્યું ઢાળે
નદી રૂપે વહન કરતું, ગયું તે કંપતિ કાળે
કરી; તે કંપતિ જાણો, રહ્યાં જંતુ નદી રૂપે
અનેકાનેક સૌ ચીજો, બનેલું નીર તદ્રૂપે
કહિં ખારું કહિં મીઠું, તથાપિ નીર તો એક
મણિ જળમાં તફાવત ના, ઝલક છે રામની છે કે

૧૫

થઇ જંજાળ જીવ થાતાં, વળગીયાં કાળને માયા
બન્યાં બહુ દેવને દેવી, બધી માયિક એ છાંયા
લકડ ગૃહ પિતૃનાં લાગ્યાં, મહિદા જોસથી માગે
પિતા માતા તનુજ દારા, બધાના હા ! હકો લાગે
પ્રપંચે ભૂલીયો જીવડો, મરંતાં લેશ ના છૂટે
ભવોભવની ઝપટ વળગી, ન અળગી થાય કે તૂટે
મળ્યા મણિ ભોમિયા ભેદુ, પલકમાં ઝોડ ઝટ કાઢયું
સુ શબ્દે રામ ગજવીને, અરે ! ઝટ જોતરૂં વાઢયું

૧૬

જદા જોયું અહો ! જાગી, ન દીઠો કાળ કે માયા
ન દેવી દેવતાઓને, ગૃહો કે પિતૃ સુત કાયા
પ્રપંચો ઝાકળો જેવા, હતા ઉડી ગયા સર્વે
ન મૃગજળ કાંઇ દેખાતું, અરે ! ભડકાવતું ખર્વે
અભવ કે ભવ પગભવને, વિભત્ર સંભત્ર બધો છૂટયો
અથઇ દોરી અરે, માયા, તણો પટ પાસલો તૂટયો

અહો ! એ આદિ શિવ રૂપે, ખરો ચિંતામણી મળીયો
બધામાં રામ દેખાડયો, અહંતા ભાવ તો ગળિયો

૧૭

અચાનક સાંપડે તક તો, પુરા કૃત પુણ્ય ઉદ્યોતે
વળે વૃત્તિજ આત્મામાં, અનાયાસે સરલ તો તે
મુમુક્ષા જાગ્રતિ આવે, વિરાગી વૃત્તિ ને ભકિત
સ્વધામે પુગવા હામે, વધી જાતી બધી શકિત
શરણુ ગુરૂ દેવનું પામી, ચિદાનંદે પ્રકટ ખેલે
વિજયની માળ ઝટ કંઠે, ગુરૂ શ્રી આપ હા ! મેલે
કપુર ગુટિકા સમા દેહે, ગુરૂ મણિ રામજી રાજે
સદા શિષ્યો તણા શિરે, અનાહત નાદ મય ગાજે

૧૮

સરલ કહું સાન આ સમજો, નયનથી કાઢીને કમળો
સુગંધી લ્યો ભલી રીતે, ભુલી જાઓ બધાં કમળો
સુગંધી લેઇ લેનારાં, સુગંધીમય બનો આપે
અહં તજી આપ અર્પીને, અલિંગી રૂપ થઇ આપે
સમી જાતાં વિકારો સૌ, પરા પારે થતાં લીને
હતું છે ના થશે ના ના, થયું જળ રૂપ હા ! મીને
ગગન છે શૂન્ય ત્યાં સુધી, જહાં લગી હું પણું પેખો
ગગન મણિમાં ગળ્યું હું તો, બધું ઝટ રામ મય દેખો

૧૯

જતાં વર્ષાઋતુ બાપુ ! ગયા ઘન ને ગઇ ચપળા
અને ઉત્પાત ચોમાસે, થતા તે શાંત થ્યા સઘળા
શરદના વાયરા ધીમા, સુગંધી વાય છે શીળા

ઉદય ઇંદુ ગગન થાતાં, ગઇ અંધારની લીલા
હૃદય આકાશ માયાનું, ગયું ચોમાસું, ને શાંતિ
શરદ આવી અહો ! હેતે, ટળી ગઇ સર્વે ઝટ ભ્રાંતિ
મણિ ચંદા ચમકવાથી, સુભકિત જ્ઞાન વૈરાગી
પવનની લ્હેરમાં માણું, સ્વયં રામે રહું રાગી

૨૦

અહો ! જ્યમ લ્હેર સાગર એ, જુદાં છે નામ; ના જુદાં
સ્વરૂપે નીર છે આપે, પીછાણે મુખ્ય જો મુદ્દા
દીપકને અગ્નિ બે એવાં, જુદાં નામે; અભિન્નજ છે
સ્વરૂપે સર્વ પાવક એ, જુદાઇ નામ માત્રે છે
કિરણ રવિ નામ બે જુદાં પ્રકાશે તે અભેદે છે
નિશાકર ચંદ્રિકા નોખાં, નથી; જાણો નિઃશંકે તે
ગુરૂ ગમ લો ? મણિ ચ્હિને, સહજપણે ઓળખો ! એવું
અકળ કળી રામ મય બાપુ ! અનાદિ તત્વ ગણું તેવું

૨૧

નથી વાણી સમાતી જ્યાં, નથી મન શું સમાયે ત્યાં
જવું ક્યાં માગ વિનાનું, ગમન ક્યાંથી કરે કો ક્યાં
અરે ! જ્ઞાતા વિના કોને ? કહો ? કો શા વડે જાણે
નથી જ્યાં ઠામ દૂર પાસે, જવાશે કેમ ? કો ? ટાણે
ન આદિ અંત ત્યાં મધ્યે, ગણું શાથી કહો વ્હાલા !
નથી જ્યાં ઉંચ ત્યાં નીચું, ગણ્યાના ઠાઠ એ ઠાલા
વિના મણિરામ બીજું ના, અધિક ઓછું કહું શાથી ?
ભરું ઠાલુંજ શેમાંથી ? સખા કો દાસ ના સાથી

૨૨

કશું ત્યાં સુક્ષ્મ જ્યાં સ્થુળના, કશું સ્થુળ જ્યાં ન છે સુક્ષ્મે

વિના ઉંચાણ નીચાઇ, કહો કેમ આવશે લક્ષ્યે
સકળ જીવંત જગ ભાળું, મરંતુ કેમ હું માનું
અભાગી જ્યાં નથી કોઇ, મહાભાગી ન કો દાનું
વગર વેત્તાજ તે વેદ્યે, કહો કો કોણને કેમે
ચિદાકાશજ ચિદાકાશે, સકળ આ જેમ છે તેમે
અવાણિ ને અમન વાતું, મણિમય રંગ વિલસે છે
સ્વરંગી રામના રંગો, નિહાળી આપ હુલસે છે
૨૩
ન દેનારો ન લેનારો, નથી કાંઈ આપવાનું હા !
અજાયબ માર્ગ આ સીધો, અચાલે પંથ જાવું આ
ન સાધન સાધ્ય જે માંહે, નથી કાંઈ મુકવું લ્હાવું
મરો આપે તરો આપે, નથી કાંઇ દૂર ભા ! જાવું
અચિન્હિત આપ થઇ રહેવું, સહજ સ્વયભાવનું લ્હાણું
ન આપા પર કશું ભાળો, ન ગાવુ અન્યનું ગાણું
સ્વયં ગાણું સ્વય લ્હાણું, સ્વયં માણુ મોદનું માં'ણું
સ્વયં પ્રભુ રામ સ્વયં જાણું, નકામા તંત શા તાણું
૨૪
વિપિન ઉજડ રૂચે તેને, નથી કો વારનારૂં ત્યાં
તિમિર ભરી ઠામમાં કોઇ, ઊલેચે મૂર્ખ; બારૂં ક્યાં ?
ગગન પુષ્પો તણી વાડી, અરે ! ફુલો કદી દીઠાં
પીધું જળ ઝાંઝવાનું ક્યાં ? મહુડાં દ્રાક્ષ સમ મીઠાં ?
સુપુત્રો વાંઝણી કેરાં, કદી જોયા ન સાંભળીયા
બધાં કર્મો વિકર્મોને, અકર્મો જ્ઞાનથી ટળિયા
ઊપર દષ્ટાંતનાં જેવાં, વિવિધ રંગો અજાના આ
સકળ મણિરામ સરખોછે, ઈસારા છે મજાના આ.

૨૫

કંઇ ઉંધે શિરે લટકે, વળી કોઇ રાગડા તાણે
બનીને કર્મઠો ઝાઝા, કુએ છે કર્મની ખાણે
પુજે પિતૃજ પાખંડી, અને અષ્ટાંગ કો સાધે
રહ્યું ઘર આત્મનું આઘે, નહિ પથ પાધરો લાધે
નકામા ઢોલકાં ઠોકી, બજાવે ખુબ કરતાળો
મૃદંગો ઝાંઝ તંબુરા ! ભલો ભા ! નાચવાવાળો
બધાએ કલેશ કાયાના, મફતમાં રાફડા ખોદે
મણિધર માંહિ ધુધવે તે, અજાણે રામ તે બોદે

૨૬

ટળે ભુખ છાશ પીવે શું? તરશ છીપે શું મૃગજળથી ?
સુચિત્રે સૂર્યને દેખી તિમિર ભાગે નહિ બળથી
અરે ! શૃંગાર મુડદાનાં, કશી શોભા કહો આપે
અરે ! રે ! નાટકી રાજા, દુઃખો શું અન્યનાં કાપે
મનોરથ મોદકે કોનું, ઉદર ભરીયું કહો ? ભાખ્યું ?
લખી દીપ કાગળે ક્યારે, કહો ભા ! વન કયું બાળ્યું?
દળી વેણુ વગારે તે, બધો શ્રમ માત્ર શ્રમ ફળ છે
અહં તૂટે મણિરામે, મળે એ સત્ય હા ! ફળ છે

૨૭

પુરાણી કો બની ભટડા, ખરાખર ભૂંકતા હીંડે
શુણીને કેશરી ત્રાડો, છટકતા ભાગતા છીંડે
ઘણા વેદાંતી બેદાંતી, બકે છે જ્ઞાનની વાતુ
અરે ! પણ સ્વાર્થ સાધ્યાની છુરીએ અંતરે ઘાતું
વળી કો દર્શનો ખટનો, વદેછે ટેરવે જીભને

તથાપિ આચર્યાની ના, ન જાણે જીવને શિવને
બહુ પુજાય પ્રભુ થઇને, ઘરે ઘર ગાન તે કરતા
અહં મણિરામમાં હોમે, ખરે ઠામેજ તે ઠરતા

૨૮

કવીશ્વર થઇ ઘણા કથતા, વખાડે વાહ્ડી વાણી
પઢે બહુ વેદના પાઠો, અજાણે અર્થની કાણી
ઘણા આચાર્ય આ વિશ્વે, પ્રહણ કરવા ભમે સેવા
લીધાની હામ છે ઝાઝી, કસમ દેવા લીધા એવા
કરે વાતોજ ભાવિની, તથાપિ સત્ય ચાવી તો
રહી ગઇ વેગળી ભાઇ ! મર્યો કરી ખુબ તાવીજો
બધા એ વાસના ના ભા ! અરે ! રે ! ખેલશે ખોટા
અહં મણિરામ અર્પણમાં, સમજતા સંત કો મોટા

૨૯

પડેલો સિંહ પિંજરમાં, ભલેને ખુબ તે ત્રાડે
ત્રૂટેના પાંજરૂં તો શે ? કરિ કુંભસ્થળો ફાડે
નટીના હાથમાં દોરી, રમત ઘણી માંકડું કરતું
જરા ખેંચાય જો દોરી, થર થરે તે અરે ! ડરતું
જડાણી વાસના બેડી, અરે ! ત્યાગી વિરાગીને
લટકતા તે અધર ઝુલે, ઘરેઘર ભીખ માગીને
નટી માયા કપિ જંતુ, નચાવે બંધ શે છૂટે ?
અહં ગળતાં મણિરામે, ગળેથી દોરડું ત્રૂટે

૩૦

અહો ! જ્યમ ધોબીનો કૂત્તો, ભટકતો વાટને ઘાટે
નથી તે વાટનો એ હા ! ઘડો ના કો કરે ઘાટે

ચતુષ્ટય દેહ આ તૂટે, અસિ એ જ્ઞાન મય સાચી
કપાણું જેહનાં અંગો, રહ્યાં રણ યજ્ઞમાં નાચી
મરે બાપો મરે ભ્રાતા, જડે તો રાજ પોતાને
ખરા એ રાજપુત જાણે, નિઃશંકી મરત નિજતાને
રહે નિજથી બીજું તેતો, ખરૂં છે વિઘ્ન સ્વય ધામે
બધું હોમે મણિરામે, ખરા વિશ્રામમાં જામે

૩૧

ચતુર્ભુજ ઇશ દર્શન જે, કરાવે ખેલ માયાના
બતાવે સિદ્ધિકર રમતી, અમર તેનીજ કાયાંના !
પુનર્ આવર્ત સૌ લોકો, થતા બ્રહ્માંદિના જોજો
પ્રસરતું નાશ સૌ થાતું, વિચારે સત્ય જો તો તો
બધું સંદેહ ફેલાયું, ભુલી જા જેહ ખેલાયું
બધું તું ખેંચી લે વ્હાલા ! જતું ઢોળાઇ રેલાયું
અહંતા તું મણિ ખો ભા ! સ્વયં રામે રમાશે તો
ખરાં દીલ ભીતરે બાલાં, ખવાશે ને ખમાશે તો

૩૨

રવીથી ધુમસે થઇને, ઘણા ગોટા બતાવ્યા તા
રવી અજવાશમાં જોતાં સકળ ખોટા પિછાણ્યાતા
કદી કો કાચના ઘરમાં, વિવિધ રંગીન કાચે હા !
રવી પ્રતિબિંબ બહુરંગી, નિહાળ્યાં જે ન સાચે હા !
નજર ઉંચી કરી જોતાં, રવિ તો તેમનો તેમે
તજી જગ આત્મમાં જોતાં, સકળ છે એમનું એમે
વિફળ આયાસ હું પદનો, કરે છે જંતુને ઝાઝો
અહં મણિરામમાં નાખો, પરમ પ્રિય આત્મને બાઝો

૩૩

શિલામાં ચીતરી મુર્તિ, સુઅંગો શોભતાં ભારે
વિવિધને ખાસ ઘાટીલાં, શિલાથી ભિન્નના કયારે
કરિ કાષ્ટેજ કોતરીયો, કરિ રૂપે અહો ! લાગે
તથાપિ કાષ્ટ દષ્ટિમાં, અલખ અણુચિંતવ્યું જાગે
કરેલી કાષ્ટ પુતળીમાં, ધર્યો શૃંગાર પણ કાષ્ટે
વગર કાષ્ટે કશું છે ના, નિહાળો નિર્મળી દષ્ટે
બહુલતા ભાળજો માં ને, ખરૂં અદ્વૈત તે દેખો
મણિરામે ગુમાવી હું, પરમ પરમાત્મતા પેખો

૩૪

પ્રથમ ભ્રમણા પડી પીંડે, થયું બ્રહ્માંડ એમાંથી
થયું હું દેહમાં ત્યારે, ગણ્યું જગ સત્ય તો ત્યાંથી
મટ્યું હું ને ગયું સઘળું, કહો કહું પીંડ કોને હું
વિના હું કયાંથી બ્રહ્માંડે, વગર હું શે કહું તું તું
નિરંજન કૈવલ્યા દ્વૈતે, ન બુદ્ધિ બળ પુગે હેઠે
મતિ જ્યાં દોડતિ હિંડે, પરમથી એ બધું હેઠે
અબુદ્ધે બુદ્ધ થઈ બેસે, છતાં પણી બાળ થઇ બેસે
મણિરામે રમે રમતો, સુનગરે કે વસે નેસે.

૩૫

બની ગુરૂ બેસ તું તારો, વિના નથી અન્ય કો આરો
લવારો મુખથી કરતાં, પડે છે ખૂબ પેજારો
સુરત બાહીરની ટાળી, જરા લે અંતરે વાળી
બધાં દે સાધનો બાળી, સ્વયં લે આત્મ તું ભાળી
નથી બનતું બન્યું કાંઇ, નથી બનવાનું એ કાંઈ
સ્વરૂપ ક્ષીર સાગરે ભાઇ ! ભર્યો સમ થળ બધે સાંઇ

અહંપદની ખટાશે ત્યાં, નથી દુધ ફાટી એ જાતું
તથાપિ તું અહં તજતો, મણિમય રામ ઝટ થાતું

૩૬

દુઝાણું બાકરી કેરું, ન હાંસલ લેશ ત્યાં જડતું
અકાલી હો કરે બમણા, ન મેડી ચોસલું પડતું
કરી વેપાર બોરાંનો, રજેસો લાભ છે કોણે ?
લઇ ખોરાક ધાણીનો, ધરાયા ક્યાં ગઢયું કોણે ?
ધુમસ વર્ષાદ ખુબ થાતાં, નથી ધાન્યો થતાં પેદા
અરે ! ચિત્રોતણા દીપે, ટળે ના ભય તિમિર ભેદા
કરો ચિંતામણી કેરો, ખરો વેપાર વાલુડા
રમો રામે ભુદા બાળા, ચતુર થઇ થાઓ કાલુડા

૩૭

ધનદ ચિંતામણી કેરો, કરી ના ખોટ ખાતામાં
રહે જે સુરતરૂ નીચે, સ્વભાવે સુખ શાતામાં
ચડી બેસે રવિ રથમાં, ન ઉગે લેશ આથમનો
સદા ઉદ્યોત અજવાળું, ન અંધારેજ આથડતો
વિહંગમ લક્ષકોટી હો, અ ાળી પંખી ગતિ ન્યારી
ભુમિ જેને નથી પ્યારી,ગગન ગતિ માણતું, પ્યારી
મણિ સ્વાનુભવી રામે ઇલેક્ટ્રીક રેલવે બેઠા
વિલાસો વાણીમય પાળા, પુગે ના ચાલતા હેઠા

૩૮

ગગનથી જે પડયું ઝીલે, બપૈયો સ્વાદ તે જાણે
ટીપું સ્વાંતિતણું પામે, સુમચ્છી મોજ એ માણે
મળે જે સ્વાદ હા ! શેડે, ન દોણે તેજ દેખાશે

ગુરૂ ગમ જે ઝીલે એમે, પરમ તેથીજ પેખાશે
અરે! ધાવેજ સિંહણને, ખરા જે સિંહના પુત્રો
ન ધાવી તે શકે ક્યારે, હશે જે કુત્તિનો કુત્તો
ઝલક મણિ જ્યોત્તિને દેખે, ઉલુકની નાત ના, ના, ના
સ્વયં હા! રામમય ચકના, નિરાળે શાંતિમાં હા! હા!

૩૯

અયોધ્યા નગરી તણો મોટો, અહા! તે થઇ નકો રાજા
અનુપન્યું વહાણ લઇને હા! ભરી આકાશ કુસુમ તાજાં
ચડ્યો તરણી ચલાવી તે, નિધિ જળ ઝાંઝવા માંહિ
ગયો અવસીજ જ્યાં નગરી, કર્યો વેપાર ખૂબ ત્યાંહિ
નફામાં ઝાકળી નાણાં, ભરી જાણ્યો કમાણો હું!
અરે! રે? વિશ્વ આ એવું, રખે મન માન સાચું તું!
ઉપાસુખ કાર્ય સાધી લે, મણિ કરથી ન ફેંકી દે
વિજય છે રામમય તારો, ખરી આ સાન સમજી લે.

૪૦

ખરૂં આ જ્ઞાનને સાને, અનંતે આગળે કીધાં
ઝડપનારાં હતાં તેવાં, દીધાં એવાં અહો! લીધાં
કહ્યું આ મૂળ માંહે તો, શિવે હા! હા! શિવા પ્રત્યે!
કહ્યું નારાયણે આહા! શુણ્યું બ્રહ્માજીએ પ્રીતે
કહ્યું અવધૂતજી એ આ, સ્વહેતે મોર વાહન ને
કહ્યું આ હંસરૂપે હા! સનક આદિક સજ્જનને
રઘુવંશી ગુરૂ વાએ કહ્યું મણીરામને આજે
સમજીને સ્વાત્મસુખ માણ્યાં, દઇ મન સાંભળ્યું કાને

૪૧

કપિલે માતુ સમજાવ્યાં, કનૈયે ગોપી રીઝાવ્યાં
પ્રિછાવ્યું પાર્થને પ્રેમે, સ્વયં શ્રી કૃષ્ણજીએ આ

શુણીને છાનું શુક દેહે, બન્યા શુકદેવ ભત બીજે
જનકથી ત્યાં બધું જાણી, રહ્યા સ્વાત્મિયતા રીઝે
પિતાથી નારદે જાણ્યું, જઈને વ્યાસને ભાખ્યું
દીધું શુક પુત્રને તેણે, શુકે પરિક્ષીતને દાખ્યું
સમજમાં આવિયું સાચું, સુધામણિ રામ હા! ચાખ્યું
ડસ્યો તન વાસુકી તોયે, નિશંકી ચિત્ત હા! રાખ્યું.

૪૨

અનુભવ આતમ રસનો આ, સુમિત્રાનંદને લીધો
સુગંગા તીર પર શાંતે, જઈ ગુહ રાજને દીધો
ભરતને ચિત્રકુટ માંહે, સમજ આપીજ શ્રી રામે
લઈને શાંત શાંતિમાં, ઠર્યાં વિશ્રામમય ઠામે
રઘુવર રીઝથી રંગે, અનુભવ આપીયો શબરી
છતાં એ ભીલ પણ સમજી, અડગ શ્રદ્ધા વિષે જબરી
વિભીષણ યુદ્ધટાણામાં, સશંકી જ્યાં થયો ભાળ્યો
અનુભવ દઈ મણિરામે, તદા સંદેહ ઝટ ટાળ્યો

૪૩

પ્રગન જનને પ્રબોધેલાં, અહા! શ્રી રામજી એ હા!
સદા લય લીન થઈને તે, રહ્યાં રટતાં મગન સ્નેહા!
ભરતને ઉત્તરે કાંડે, ખરો સ્વાનુભવે આપ્યો
પ્રભુએ તેમ તારાનો, વિષમ શોકાદિ ઝટ કાપ્યો
સું કૌશલ્યા સ્વ બાળકથી, રહ્યાં સ્વાનુભવે સિદ્ધિ
પ્રપંચી વસ્તુમાં જ્યારે, પછીના પ્રીતડી કીધી
સુમિત્રા સાનમાં સમજ્યાં, સમર્પ્યો પુત્ર રામાર્થે
મણિયશ ગાય અદ્યાપિ, જીવન અર્પ્યાં પરમ અર્થે.

૪૪

પવન સુત શબ્દમાં પ્રીછયા, સુકંઠે તેવડે જાણ્યું
કપી ભાલુ સકળ ખાટયાં, જીવન હા ! રામમય માણ્યું
સમઝીયાં ભીલને કોળી, પશુ પામર અરે ! ચેત્યાં
અભાગી ઓગણા જેવાં, હજુએ જે નહિ ચેત્યાં
અનાદિ કાળથી એવી, પ્રણાલી ચાલતી આવી
અરે ! આજે હજુ એ જે, વિચારે જાય તે ફાવી
પરમ સંતો મણિ જેવા, બતાવે રામની સાનો
અહે લાગે ખુમારી તો, ન ઉતરે કેફ નીશાનો

૪૫

પ્રભુએ પ્રેમથી રૂપો, વિવિધ લઈ જીવ ચેતાવ્યા
નરાધમ જે હતા તેને, પુરૂષમાં શ્રેષ્ટ લેખાવ્યા
હતા જે કાંકરા તેને, મણિ રૂપેજ ઝલકાવ્યા
બનાવી મેશથી કંકુ, સુયશના ઓઘ છલકાવ્યા
પ્રસાદિ શંકરે દીધી, ફરી તે સાર્થકે સાચી
સ્વજનના ચિત્ત હા ! હોંસે, રહે આ સ્વાદમાં નાચી
અરે ! અજવાળી રાત્રિમાં, મણિમય દીવડો મૂકી
પદાબ્જે રામને પ્યારા ! સ્વયં ભાવે પડો ઝુકી

૪૬

અહા ! આશ્ચર્ય આ મોટું. હદે આ બેહદી બાંધ્યો
અતારે તાર મીલાવી, અસંધી સાંધીયો સાંધ્યો
અને પારે અપારીને, ઘુંચાવ્યો આપમાં આણી
તથા માપે અમાપીને, ભુલાવ્યો નષ્ટ એંધાણી
અભેદી ભેદમાં ભુલ્યો, અવાદી વાદમાં ડુલ્યો

મળ્યા જ્યાં જાણુ ભેદુ ત્યાં, બધો ભ્રમ ઝટપટે ખૂલ્યો
દીઠો મણિરામ સ્વાત્મામાં અભિન્ને આવરણ પારે
મળે દીઠેલ તે સ્નેહે, ભુડેલાં ને ખરે તારે

૪૭.

સુધારસ પાન કીધાથી, અમરતા હા ! સ્વયં બનતાં
મરણ મૃત્યુ તણું થાતાં, નથી ક્લેશાદિ કાંઇ નડતાં
જીવન અજ ઇશનું આપે, અનુભવ એવડો પામી
ઘટોઘટ ડોલતો ભમતાં, રહું આનંદમાં જામી
લઇ સ્વાંગો અનેકોને કરૂં છું ખેલ સૌ ન્યારા
અનોખા રીત ભાતોમાં, રમું રૂપ એકથી પ્યારા
પરી હા! પ્રૌઢતા આવી, વિરાજું આસને સિંહે
મણિમય રામ રઢીયાળુ, રમું ને ના ભમું ચિન્હે

૪૮

સ્વયં બ્રહ્મ પદ બની રહીયે, સમશ્યા સંતની સમજી
હરિને આંગળી ચીંધે, પુરો અપરાધી એ ગરજી
પ્રતાપે પેખવો પ્રેમે, ઇસારે જોઇ લે એને.
ભ્રકુટિ ભૃંગમાં સમજી, જશે છે શિવ કૃપા જેને
ખરી જ્યાં ઉગ્ર છે બુદ્ધિ, પ્રપંચે પાર તે પુગે
મહા મોતી તણો ચારો, શુરા કો હંસલા ચુગે
અચિન્હિત એમ ઉપદેશે, મણિનું પારખું સોંઘું
ન જાણે રામ સઘળામાં અહા ! તેને અતિ મોંઘું

૪૯

મધુરાં વેણુ ગુરૂજીનાં, હૃદયમાં બાણ શાં વાગ્યાં
ભભક ભલકે વિંધાઇને, અચાનક ઉંઘથી જાગ્યાં.
ગુરૂને તન મને ના, ના, નનાતિ જાતિ કે પાંતિ

કપુર ગોટી સ્વરૂપ દેખું, દીઠામાં ગઇ ઉડી ભ્રાંતિ
અખિલ જગ એ ગુરૂ માંહે, ગુરૂ જગ પાર વિલસે છે
અનન્યાશ્રિત થઇ રહેતાં, પછી પંચાત નડશે શે ?
મણી જગ જાણતું મોંઘી, સ્વયંરામે કરી સોંઘી
મળ્યો મેરમ બુડી બુદ્ધિ, બની માણિક્ય મય રોગી

૫૦

રમતમાં રામ રમનારો, રમત આરામ ભ્રમ ન્યારો
સખા સ્વામી અહો ! તું તું. અરે ! તું દાસ છે પ્યારો
રચીને તું મચ્યો તેમાં, પચ્યો તું આપમાં બહુમાં
ત્રિલોકે હા ! તુંહી ! તુંહી ! અપગ તું સંચરે સહુમાં
સળંગે તું અલગ છે તું, અભિન્ને તું તથા ભિન્ને
સબળ અબળા રૂપે તું તું, સકળ તું શંક તું છિન્ને
ન હું તું કયાંય દેખાયે, મણિ જ્યોતિ દિદારે હા !
વિદેહી રામનાં વેણાં, અનુભવી જાઓ પારે હાં !

૫૧

વિદેહી રામનાં વચને, વિંધાયેલું હૃદય જેનું
અભાને ભાન ભુલાતાં, કહો કયાં મન રચું એનું
વિદેહી રામની રીતો, ન દેહી જાણનારાં એ
કરે છો રામની વાતો, છતાં નહિ માણનારાં તે
વિદેહી રામને રસ્તે, જતાં નહિ પંથ તો સૂઝે
પડે નહિ જ્ઞાનીને ગમ તો, અબૂઝો કેમ એ બૂઝે
વિદેહી રામ મણિ કાંતિ, વડે જગ ઝંખવાતું હા !
નથી ત્યાં મીટ મંડાતી, ભમે તેથી લજાતું હા !

ઇતિ શ્રી સ્વાનુભવદેહેન્દ્ર

---

પદ ૧ લું રાગ બુલબુલ ગઝલ.

સુભક્તો તિર્થમાં નાહી, સુસંગે શ્રેષ્ટતા લાવે
ગરથ હા ! ગાંઠનું ખરચી, અભક્તો માની થઇ આવે
ફરી સતસંગ સાધુનો, સુભક્તો દીનતા લાવે
અભક્તો દામ આપીને, અક્કડતા આપની ગાવે
તીરથ વૃત દાન ને પુજા, કરીને બ્હાર જે ભટકો
ન જાણ્યા આત્મદેવાતો, ચોરાશીમાં ફરી લટકો
શ્રદ્ધા નિજ દેહમાં નહિ તો, તીરથના દેવ શું ફળશે?
મુકી નિજ દેવનું ડે'રૂં. કહે મણિરામ ના મળશે.

પદ ૨ જું રાગ એજ.

મમત મહાદેવમાં બાંધી, જગતમાં નામના કરતા
મંદીરમાં શિવ સ્થાપિને, દીઠા કઇ કાશીએ ફરતા
અરે ! નિજ શિવને સ્નેહે, પુજાપો પુર્ણ ના મળતો
કનકના ફુલ કાશીમાં, ચડાવા આમજે પડતો
અરે ! નિજ મંદિરે બેસી, પંચાતો પારકી કરતા
સમીપ છે શિવ નહિ દેખે, સ્વરૂપતામાં નહિ ઠરતા
કુંચી અભિમાનની લાવી, નરકના દ્વારનાં તાળાં
સ્વહાથે ખોલતા દીઠા, મણિરામે લીધી માળા.

+પદ ૩ જું રાગ એજ.

અરે ! પ્યારી ! સખી ! મારી, જીગરથી હા ! નથી ન્યારી
કહું છું વાત વિચારી, ગુરૂ ગમ બારી છે સારી
ભલે તું તિર્થમાં જા, જા, નથી તેની અરે ! ના, ના,
ફરી આવીશ ત્યાં ને ત્યાં, પ્રતિમા પ્રેમની છો હા !
ન શાંતિ છે રૂષિ-કેશે, ન શાંતિ છે બીજા દેશે

+" સુજ્ઞ ઝવેર બેનને લખાયેલ ".

ન બીજે વ્હેન એ વ્હેશે, સરિતા સ્નેહની છો હા !
હૃદય છે કુમળું તારૂં, તજ્યું તેં કુંચને મારૂં
તર્યું છે નાવડું તારૂં, દયાની દેવી હો હા ! હા !
બિરાજે દેવ જો દેહે, તણામાં સ્થુળના સ્નેહે
ગુરૂ "એ" ગોત અંતરમાં, પ્રણયની પુતળી છો હા !
ગમે કે ના ગમે છોને, નિભાવી ટેક તું જોને
હૃદયમાં ધ્યાનથી મો'ને, અરે ! આનંદ મુર્ત્તિ હા !
બિચારૂં જગ્ત શું જાણે, વિરોધા ભાસ તે આણે
જીગરની વાત એ જાણે, બની ઘાયલ મણિરામે.

પદ ૪ થું રાગ મેં તો પકડી આંબલીયાની૦

સખા મેં તો ઓઢી આત્મારામ રૂપરે, આતમવરની ઓઢણીરેજી. ટેક.
મન કોશિટેથી હીરજ કાઢી
પ્રેમ સુત્રાગ વણીયા વાહરે, અજીત વરની ઓઢણી રે જી. સ૦
વણકર સંતો વણવા મંડયા
બુટા ભિઠાડ્યા દિલ દંગરે, અજર વરની ઓઢણી રે જી. સ૦
સદ્‌ગુરૂ દેવે રંગજ દીધો
પાકો પરમ રસ વિજ્ઞાન રે અમર વરની ઓઢણી રે જી. સ૦
રામ મણિમય ઓઢણી આખી.
તદ્રૂપ ઓઢનારાં થાય રે, અતલ વરની ઓઢણી રે જી. સ૦

પદ ૫ મું રાગ એજ.

સખી મેં તો રંગી સ્વરંગી સાચે રંગરે, કસુંબી ઓઢી ચુંદડીરેજી. ટેક.
મન કુંડીમાં પ્રેમ કસુંબી
ઘોળ્યો રંગ મેં રસાળ રે, સ્વરંગી ઓઢી ચુંદડી રે જી. સ૦
સ્નેહ જળે રસ રંગી પખાળી

છુટયો જ્ઞાન ઘોકે ખૂબ રે, સુરંગી સાચી ચુંદડી રે જી. સ૦
પાણુ દીધેલાં પ્રીતી કેરાં
સદ્‌ગુરૂ દેવ રંગનાર રે, આતમ વરની ચુંદડી રે જી. સ૦
રામ મણિ બહુ પાડયા બુટા
ઝલક બનેલી ભભકાદાર રે, પરમ રંગી ચુંદડી રે જી. સ૦

પદ ૬ ઠું રાગ એજ.

સખી મેં તો ઓઢેલી આનંદ ભેરરે,ગબર ધરની ગોદડી રે જી. ટેક.
મન ધાગામાં પ્રેમ સુતંતુ
તાણો વાણો વણીયો એકરે, જબર ધરની ગોદડી રે જી. સ૦
જ્ઞાનરૂપી રૂ ભરીયું ભાવે
સદ્‌ગુરૂ મારો શીવનારરે, અમર ધરની ગોદડી રે જી. સ૦
ધીર કબીરા મીરાં રંકા
ઓઢી પુગેલ હરિવર ધામરે, આતમ ધરની ગોદડી રે જી. સ૦
રામ મણિ ટાંકયાં દરજીએ
ઝલકે જ્યોતિ અપરંપાર રે, અજીત ધરની ગોદડી રે જી. સ૦

પદ ૭ મું રાગ કંડો મૈયારી જો પેર૦

શુણ્યા સુસંતોનાં વેણુ, લાધ્યો સુ સંગ રે
કીધાં નેણાં સામાં નેણુ,લાધ્યો સુ સંગ રે
ચોંટયાં હૈયામાંહે વેણ, લાધ્યો સુ સંગ રે
દેખતાં આશ્રમ રૂડો એ, શાંતિ ઉર્ ઉભરાય
એક ભ્રાંતિ રહે નહિ, અતિ આનંદે છલકાયરે. શુણ્યાં૦
પારખું સાક્ષાત જોતાં, સંગે ચિતડું ન્હાય
શાંતિ રાખી સેવતાં, ઝટ ભવભય ભાગી જાય રે. શુણ્યાં૦
આત્માને પરખાવનારા, સાધુ પદ રજ સાર

શીરે ધારી ભાવે ખરીમેં, પહોંચાયું ભવ પારરે. શુણ્યાં૦
રામમાં નિષ્કામતાથી, આપે ભળિયું આપ
ભેદો ખેદો ટળી ગયા, હા ! મણિમય તેજ પ્રતાપરે. શુણ્યાં૦

પદ ૮ મું. રાગ સુંદર વરની ચુંદડી.

હું તો ઓઢી વરી પ્રભુ સાથ, પટોળી પ્રભુ પ્રેમની.
ઓઢે તેનો ઝાલે હરિ હાથ. પટોળી પ્રભુ પ્રેમની. ટેક
વિશ્વવને ભૂમી બાગમાં, દેહ સેતુર કરૂં ઝાડ
રેશમ કીટ મન ત્યાં વસે રે, પુરો પ્રભુજી તણો એતો પાડ પ૦
સદ્કર્મ સેતુર ભક્ષતાં, વૃદ્ધિ કીડો પામ્યો ખૂબ
શુભ વાસના તંતુનું રચ્યું રે, કોશીટું રહે તેમાં તે ડુબ. પ૦
યોગ અગ્નિ ઝટ પ્રકટીયો, બાળ્યાં કાષ્ટ શુભાશુભ કર્મ
પાણી વૈરાગ્ય ઉકાળીયું રે નાંખ્યો કીટ તેમાં તજી શર્મ. પ૦
કીટ મુઓ કોશીટું રચ્યું, ત્યારે સત્સંગ ત્રાકડી લીધ
તેપર ચડાવ્યા તાંતણા રે રૂડી વિવેકની કોકડી કીધ. પ૦
મદ મોહ લોભને ક્રોધને, કચરો કાઢો મત્સર કામ
સ્નેહ સુહીર થયું નિર્મળું રે સાફ ઉજળું બનેલું અકામ. પ૦
જ્ઞાન રવીના પ્રકાશમાં, આવ્યા વણકર સંત સુજાણ
સંપત્તિ ખટ કેરાં આપીયાં રે હીર સ્નેહને સંતોએ પાણ. પ૦
સ્વાત્મિય તાણો વાણો ગોઠવી, ચડાવ્યું છે સમાધિની શાળ
મુમુક્ષુતાની નળી ફરેરે, સુરતે નુરતે વણાયે વિશાળ. પ૦
મુદ્દા ઉઠાવ્યા વિજ્ઞાનના ભાત ભુદી ઝલક છે એક
પાયો કસુંબી રંગ પ્રેમનોરે, સદ્ગુરૂ દેવે દયાથી વિશેક. પ૦
આત્મ પ્રકાશ છાયા શીતળે, રૂડી પ્રેમ પટોળી સુકાય
ઝલક બનેલી પારાવારની રે અંતર આત્મામાં આનંદ થાય પ૦

મંડપ રચ્યો ચારે દેહનો, ને મસ્તિનો માણેક થંભ
ચંદરવો બાંધ્યો સુચિત્તનો રે, બુદ્ધિ નાયકાનો નાટારંભ. ૫૦
તરીયાં તોરણ તૃષ્ણા પારનાં, ને ભક્તિ મણિ નવ દીપ
અંતઃકરણ તુરીએ ચડીરે, સ્વાત્મા રામ પધાર્યા સમીપ. ૫૦
ઈર્ષા દંભ રાગ દ્વેષની, ઇંડી પીંડી મુદિતાએ કીધ
પ્રીતે પ્રાણેશને પોંખીને રે આસન સ્વાનંદ બેસણું દીધ. ૫૦
સત્વ શુદ્ધિ જનકે દીધાં, ત્યાં તો હેતેથી કન્યાદાન
વરમાળા ત્રેહની આરોપતાં રે, સોહં શબ્દે કીધો ગુરૂએ સાન ૫૦
હર્ષ હાથીવાળો મેળતાં, ગુરૂ બોલ્યા થજો સાવધાન
છેડાછેડી ક્ષમા ધૈર્યની રે બાંધી સાત કીધાં છે અભાન. ૫૦
ચારે અવસ્થા ચોરી રચી, બાંધ્યા નિવૃત્તિ કેરાં બંધ
લક્ષ્ય લામણ દીવડો લટકતો રે, ક્ષેત્રપાળ અંહકાર અંધ. ૫૦
બહુ નામી બાજઠે બેસારીયા, ને અદ્વૈત અગ્નિ પ્રકાશ
તલ જવ વૃત્તિ તણા હોમીયારે, શુદ્ધ આનંદ આત્મવિકાશ. ૫૦
ભૂમિકા ચાર ફેરા ફરી, માર્યો ઠોકરે ખેતરપાળ
પ્રેમ પટોળી મને પ્રેમથી રે ઓઢાડી ગુરૂદેવ દયાળ. ૫૦
કંસાર કીધો બ્રહ્મરૂપનો, ઘૃત નાંખ્યું છે સુવિચાર.
સાકર ભેળી વિજ્ઞ ચારની રે સાસુ સમતા જમાડે શ્રીકાર. ૫૦
સૌભાગ્ય અનહદના ધ્વનિ, ઉઠયા બંકનાળે વિખ્યાત.
મંદિર ત્રિકુટે આવીયાંરે સ્વામી સંગે મલપતાં સુજાત. ૫૦
રંગ ભુવન બ્રહ્મરંધ્રમાં, જ્યાં અવિનાશી આનંદ વાસ
સહસ્ર દળોના કમળ સમા રે, ઢાળ્યા ઢોલીયા આત્મ નિવાસ ૫૦
સ્વાત્મિયતાના સુરંગમાં, રમું પિયુથી ન ભેદાભેદ
સ્વાદ અનોખો આજનો રે, ચાખે તેના છૂટે ખેદ કેદ. ૫૦

બ્રહ્મ વિલાસ પરોળીઆ, જ્યાં માયાનો લેશ ન ગંધ
આત્મ રસાયણ ઓળખેરે, તેના ત્રૂટે કોટિ ભવ ફંદ. ૫૦
રસ બસ થઇને રંગમાં, માણું બ્રહ્માનંદ અખંડ
જ્યાં દૃષ્ટિ પડે મારી ત્યાં અહો રે, પ્રેમ ઘનનું છવાતું ઘમંડ. ૫૦
પ્રેમ પરોળી પ્રથમ આ, ઓઢી સાચા સંત અનંત
વરિયા પ્રભુને પુરા પ્રેમથીરે, તેની કીર્તિ ઝગે છે દિગંત. ૫૦
રામમણિ રસ સાગરે, ઝીલું ઝલકું આપો આપ
અભય અભેદ અભિન્નતારે, સદ્ગુરૂ દેવ તણો તે પ્રતાપ. ૫૦

પદ ૯ મું. રાગ સંસાર સમજલે શાણા મુસાફર.

વિશ્વ ધર્મશાળા વ્હાલા ! બધું માનવાનું રે
ખાલી હાથે આવ્યા એવું ઠાલા ચાલવાનું રે. વિ૰ ટેક.
જુદાં જુદાં સંગી સાથે થયાં વાટ ઘાટે રે,
મારાં માની એમાં નથી ખરૂં મ્હાલવાનું રે. વિ૰
વસી રાતવાસો ભેળાં રહે એજ ખોટું રે,
ઉઠીને પ્રભાતે ન્યારા પથે સોંઢવાનું રે. વિ૰
અવિદ્યા નિશામાં નિદ્રા મોહની ચડેલી રે
સ્વપ્ન ખેલ ખોટા સાચું કશું ના થવાનું રે. વિ૰
મણિરામ કિરણો પડતાં, જ્ઞાનના વિહાનેરે,
અહા ! તત્ત્વમસિના તાને ટળે હાલવાનું રે. વિ૰

પદ ૧૦ મું. રાગ એજ.

જગત ઝેર જીવડે પીધું નકામું નકામું રે
હતી ઘણી હૈયામાં તે હઇડે રહી હામું રે. જ૰ ટેક૰
હલાહલ નખથી શીખા સુધી ચડયું ભારેરે
ઊતાર ન મળતો એનો, મને રહી માઝું રે. જ૰

તણાતી નાડુંને ખેંચાખેંચ ખુબ થાતી રે
ઢીલા બંધ પડીયા સર્વે જુએ કો ન સામું રે જ૦
સદગુરૂ વૈદ પુગ્યા અચાનક આવી રે
ઝેર હું ઉતારૂં હમણાં, આપદા વિરામું રે જ૦
મણિરામ ભક્તિ ફાકી, સ્નેહથી ફકાવી રે
ફાકી મેં શ્રદ્ધાથી સાચો બ્રહ્માનંદ પામું રે. જ૦

પદ ૧૧ મું. રાગ એજ.

સંગત સાચા સદ્‌ગુરૂની, જડે નાજ શોધે રે
પુર્વ પુણ્ય પાકે આવી અચાનક બોધે રે. સંગત૦ ટેક.
કેવળ કૃપાથી પુગે, કરૂણાંરતંસી રે
સ્નેહની સરિતા વડીયે ધુએ મેલ ધોધે રે. સંગત૦
માન મોહ મત્સર મમતા, ક્રોધ મદ કામા રે
માયાના કુટુંબી બુરા, હઠાવે પ્રબોધે રે. સંગત૦
શમ દમ ઉપરતિ શ્રદ્ધા સમાધાન શાંતિ રે
વિવેક વિરાગ સંગે વરાવે સુબોધે રે. સંગત૦
મણિરામ ધામ પ્રેમે પુગાડીજ આપે રે
લડે શિષ્ય સાટે માયા સંગે તે વિરોધે રે. સંગત૦

પદ ૧૨ મું. રાગ એજ.

શિષ્યો સંસારે સાચા, જડે નાજ ગોતે રે
ખબર લાવે મુવાની જતા જેહ રોતે રે. શિ૦ ટેક.
પુણ્ય જન્મ બહુના આંબા ફળ્યા હોય જેના રે
આવે છે ઓચિંતા એતો આપોઆપ પોતે રે. શિ૦
સાગર જળથી ઉંચેરી ઊછળીને માછલીરે
સ્વાંતિ બુંદ ઝડપે વચનો પકડેજ તો તેરે. શિ૦

ચાતકની પેઠે ટાંપી રહે ગાત ગાડી;
ગગનેથી પડતાં બુંદો ગ્રહે જોત જોતેરે. શિ૦
મણિ શિષ્ય સાચા, એવા ગુરૂ રામ સંગેરે
ખોદી કાઢે અવિદ્યા જડામૂળ સોતેરે. શિ૦

પદ ૧૩ મું. રાગ એજ.

સાચા સદ્દગુરૂજી મળિયા, રહી ખોટ શાનીરે
પારસમણિ મળિયો, ચૂંથે હવે કોણ વાનીરે. સા૦ ટેક.
કલ્પવૃક્ષ બગીચો બનીયો, આંગણે અમારેરે
શોધું બાવળિયા શાને, લેવા ચડી પાનીરે. સા૦
કામધેનુ ઘણુ મન કોડે, બાંધીયું અમેતોરે
પંચાતો પડતી મુકી ખરી શોધવાનીરે. સા૦
સોનાના સુર્યો ઉગ્યા, દીવો કેમ ગોતુંરે
દૃષ્ટાંતો સર્વે હલકા હઉં એ નાહાનીરે. સા૦
ચિંતામણિ રામ આપ્યો, અઢળક ઢળિયારે
આદિ શિવ શરણે ફાવ્યો, હતો છેક રાનીરે. સા૦

પદ ૧૪ મું. રાગ એજ.

અહો ! ક્ષીરસાગર ઝીલું, નથી લેશ ખામીરે
ખોળું આકડો ન હું તો, બની લેશ કામીરે. અ૦ ટેક.
શાંતિરસ સાચો પાયો, આપે ઓળખાવીરે
સદ્દગુરૂ દેવે દીધી, ખરી નિજ હામીરે. અ૦
આત્મા પમ્યે સર્વત્ર, ભાન હા ! કરાવ્યુંરે
કરૂણા નિધાન મળિયા, સત્ય સિદ્ધ સ્વામીરે. અ૦
રસ રૂપે રસમાં ભેળી, સ્વરૂપે બતાવ્યુંરે
ગુણ ગણ ગાવા છુટ દીધી, રહી પ્રીત જામીરે. અ૦

કિંકર કંકર મણિ કીધો, શંકર મૂળ પ્રેરે
રામ રંગ રંગો રીઝે, હતો જે હરામીરે. અ૦

### પદ ૧૫ મું. રાગ મારા બાપલા.

શરણ્ય અહું નાથ છે તારૂં, સીતારામજી શરણ૦
પડી પદમાં પ્રણયથી હું પુકારૂં. સીતારામજી૦ ટેક.
અબળાને બાળ જાણી, રાખે તું રહેમ આણી
જોજે ! જીવન આ થાય ના અકારૂં. સીતા૦
જેવો તેવો તોય તારો, તજે નથી નાથ આરો
હવે દીધેલી શીખ નહિ વિસારૂં. સીતા૦
બા'નાની લાજ રાખો, દયાળુ દૃષ્ટિ નાખો
હવે વારતો કર્યામાં નથી સારૂં. સીતા૦
સ્વતેજે રામ મણિ, વસું તુંમાં તું બણી
સ્વાનુભવમાં છે તત્વમસિ પ્યારૂં. સીતા૦

### પદ ૧૬ મું. રાગ એજ.

હામ ધરીને હું પુકારૂં, ધાઓ શામળા. હામ૦ ટેક.
કપિલા કેશરીએ, ઘેરેલી છે હરિ હે !
કામ કરશે એ ક્રુર હા ! અકારૂં. ધાઓ૦
ડસીલા કાળ નાગે કરેલી ચોટ આગે
હાય ! ભાગે જીવ ના ટળે નઠારૂં. ધાઓ૦
ભુંડા ભવસાગરે આ, તુટયું મમ નાવ આહા!
દોડો દેવાધિ દેવ હું હોકારૂં. ધાઓ૦
દયાના દેવ સિંધુ, બચાવો દીનબંધુ
રામ રક્ષો મણિ બા'નું આ તમારૂં. ધાઓ૦

પદ ૧૭ મું રાગ હેરી કર નેનુ દિદાર.

હરિ ! આતમના આધાર કે આપમાં દીઠેલા ટેક.
આપે આપ અબળ બળ સ્વામિ, એજ અનામી અંતરજામી
પરખી પરમાનંદ પરમ પ્રિય દીઠેલા, હરિ૦
મૃગજળ માયા મિથ્યા જાણી રવિકર સાચાં સત્ય એંધાણી
સ્વાનંદે શ્રીકાર સ્વરૂપમય દીઠેલા. હરિ૦
પ્રિયમાં પ્રિયતા રૂપે દીઠા, મીઠામાં મીઠા બસ મીઠા
રસ બસ રસીયા કાન્ત રસાબ્ધે દીઠેલા. હરિ૦
મણિમાં મણિતા એની મોંઘી, સ્વાત્મિય સાન અનુભવ સોંઘી
ઘટ ઘટ આતમરામ રમંતા દીઠેલા. હરિ૦

પદ ૧૮ મું રાગ એજ.

હરિ ! ધરતાં ધણીનું ધ્યાન કે જ્યોત્તિ ઝગમગતી ટેક.
પ્રારંભે અઘરૂં લાગ્યું, મન મસ્તી કરતું ઝટ જાગ્યું
એથી વૃત્તિ ધ્યાન થકી હા ! ડગમગતી. હરિ૦
ક્રમથી એ અભ્યાસ પડંતાં, મન માયોની સાન જડંતાં
શાંતિ શાંતિ શાંતિ મચી રહી ના ડગતી. હરિ૦
શાંતિ પદમાં સહજાનંદે, જ્યોતિ ઝળકે બ્રહ્માનંદે
શીતળ શીતળ સાવ જરાયે ના ધગતી. હરિ૦
રામાકાર મણિમય જ્યોતિ, આપે આપમાં લાધી ગોતી
એક અખંડાકાર અભયતામાં ઝગતી. હરિ૦

પદ ૧૯ મું રાગ એજ.

હરિ ! ચોંટયાં હૃદયે બાણુ કે વીંધી મારેલાં ટેક.
અનુભવ દોરી શબ્દ કમાને, ખાસ ચઢાવી ખેંચી ધ્યાને
સાન સુતિક્ષ્ણુ તીર અરે ! રે ! મારેલાં હરિ૦

વીંધી નાંખ્યાં આરંપારે કાળજ કાપ્યાં પારાવારે
સદ્‌ગુરૂ દેવે બાણુ હૃદયમાં મારેલાં હરિ૦
મારેલાં લાગે એ મીઠાં, શું સમજે ના સ્વપ્ને દીઠાં
ચૂકે અનુભવી ચોટન એવાં મારેલાં હરિ૦
લોટપોટ થાતાં વીંધાવાથી, રામ મણિ દીઠો એ ઘાથી
દેવા મોંઘી લ્હાણુ એ ચોંપે મારેલાં હરિ૦

પદ ૨૦ મું રાગ એજ.

હરિ ! ચડતાં અવઘટ ઘાટ કે ઢોલક ઢમકે છે. ટેક.
પગલે પગલે નાદ અનેરા, પ્રથમે શુણીયા ઘેરાઘેરા
રણુ શીંગાના સૂર સરસ હા ! રણકે છે હરિ૦
મીઠડાં નરઘાં નોબત વાગે, આતમ ચેતન ધીમે જાગે
ઝાલરના ઝણકાર સુખંજરી ખણકે છે હરિ૦
ગેબી નાદ ગગનમાં ગાજે, ભમર ગુફામાં ભમરો રાજે
જ્યોતિનો ઝળકાટજ દામિની દમકે છે. હરિ૦
અલખ શિખર મણિ આકર લાધી, આત્મારામ સ્વતારે સાધી
યોગાનંદે આપ સ્વરૂપ નિધી છલકે છે હરિ૦

પદ ૨૧ મું રાગ એજ.

પ્રિય! તનમાં કરીને તપાસ તું તિર્થ વીચારી લે ટેક.
ચેતન સિંધુ ગંભીર ગાજે, સ્નાન કરે સિધ્ધે સૌ કાજે
જ્ઞાન ગોદાવરી ઘાટ અરે ! જીવ નાહી લે. પ્રિય૦
સ્પર્શ કરી ૐકાર જળે તું, દિલના ડાઘ બધા ધોઇ લે તું
ઝીલી ધ્યાન ઝરણુમાં જન્મ સુધારી લે પ્રિય૦
ગંગા યમુના પ્રગટ હીલોળા, સરસ્વતિના ગુપ્ત કિલોલા
પૂર્ણાનંદ પ્રયાગે મનોન્મની ધારી લે . પ્રિય૦

તન કાશી વિશ્વેશ્વર પુજી, નાહી ત્રિવેણી નિજાતમ બુઝી
રામ મણિ અપરોક્ષ કરી તારી તારી લે    પ્રિય૦

પદ ૨૨ મું રાગ એજ.

પ્રિય! ચઢીજા શિખરે શૂન્ય, ગુરૂ ગમ ચાવી લે ટેક
વીજળીના ચમકાર છટામાં, પાછળ ગરજે મેઘ ઘટામાં
રવિ મંડળ પદ શિશ અમન તું નચાવી લે,    પ્રિય૦
ઉડુગણ ચંદ્ર ચમકતી જયોતિ, વૃત્તિ આતમ મોતી પ્રોતી
આતમ અગ્નિ માયા જાળ પચાવી લે    પ્રિય૦
શૂન્ય શિખર પારે જા પૂગી, ઉંઘ વિના તું જા ત્યાં ઉંઘી
પહોંચી પારાવાર બચી જા બચાવી લે    પ્રિય૦
રામ મણિને નીરખી પરખી, આપે આપ અલખને હરખી
તાણે વાણે સ્વાત્મિય પટ તું રચાવી લે.    પ્રિય૦

પદ ૨૩ મું રાગ એજ

અમે લેવા બ્રહ્માનંદ, ખલકમાં આવેલાં    ટેક.
સાધન સઘળાં લઇ સંકેલી, કર્મઠતા પાછળ હડસેલી
બ્રહ્મ ખુમારી તાંબુલ રંગીન ચાવેલાં.    અમે૦
આતમ ભાતું ભોજન કાજે, ભોક્તા ભોજન આત્મિય સાજે
સ્વયમાત્માથી ભિન્ન કશું નહિ લાવેલાં.    અમે૦
ઉપનિષદ ગાયોને દોહી, લીધું દૈવી દુધ અદ્રોહી
દહીં માખણ ઘી અનુભવતાં અતિ ભાવેલાં.    અમે૦
ફરીએ ભજન ભડાકા હેતે, ના ડર માયા કે ભુત પ્રેતે
કનકાત્મા મણિરામ અગનમાં તાવેલાં.    અમે૦

પદ ૨૪ મું રાગ તમે અલબેલા અમે જાગીયારે૦

સોમવારે સખી! મળી સંગમાં રે, વાધ્યો આનંદ મારા અંગમાં રે

સારા સાદા સજી શણગાર રે,સાહેલી,ચાલો સતસંગમારે,(તમે ચાલો.ટેક
મંગળે માયા મુકીને મ્હાલીએરે રૂડા નીતિને પંથે ચાલીએરે
શીલ સંતોષ ભૂષણ સાર રે. સાહેલી૦
બુધે બાળ બુદ્ધિ સૌ પરહરો રે, સાધુ સંત તણીતો સેવા કરો રે
નવધા ભક્તિ તણો અધિકાર રે સાહેલી૦
ગુરૂ જ્ઞાન જાણો માણો નેહથી રે, ગુરૂ ગોવિંદમાં ભેદ કાંઇ નથી રે
એમ વિવેકે કરીને વિચાર રે. સાહેલી૦
શુક્રવારે સાધો યમ નિયમને રે, સ્થિર આસનને પ્રાણાયામને રે
થાઓ શમ દમમાં એકાકાર રે. સાહેલી૦
શનીવારે શ્રદ્ધા આતમમાં ધરો રે, બુદ્ધિ બાઇનો બોલ કરો પરો રે
સમાધાન સહનતા અપાર રે. સાહેલી૦
રવીવારે કરી દઢ ધારણા રે, મણિરામ ધ્યાને લઇ વારણા રે.
સમાધિમાં સાધો રણુકાર રે. સાહેલી૦

પદ ૨૫ મું. બનજારા લાવણી.

હા ! વાગી પ્રેમ કટારી, ઘા પડયો કલેજે કારી. ટેક.
વહી ચાલ્યું રક્ત પ્રવાહે નયનાશ્રુધારા માંહે, ઊલટી પકડીને રાહે.
અટકે ના અટકાવાય, ખટક બહુ થાય,
ચટક સમજાય, ઝટક બહુ ભારી. હા૦
એ મારનારના ટોટા, સંતો છોટાથી છોટા, છોટાપણ સૌથી મોટા.
જેના ચુકે નિશાન, સદા ગુલતાન,
લક્ષ્યમાં ધ્યાન, સાન પર વારી. હા૦
ત્રય દેહ તવાને વીંધી, ગઇ પાર કટારી સીધી, શાંતિ તુર્યામાં દીધી.
પણ વ્રેહ આગની ઝાળ, ઉઠી તત્કાળ,
જગતની જાળ, ફુંકી પરજારી. હા૦

સંસારિક સુખની આશા તે આશ ત્રાસના જાસા, તેનાતો પડીયા સાંસા
મન વિણુ માણુ આનંદ, સુપરમાનંદ,
બૃહત્ આનંદ, કંદ બલિહારી. હા૦
મણિરામ પ્રભુતાભાળી, સ્વાત્મિયતાએ હદવાળી, સ્વાનંદે ત્રિપુટી ગાળી
ગળતાં અવશેષિત જ્ઞાન, રહ્યું વિજ્ઞાન,
બની બેભાન, સ્તવું પરભારી. હા૦

પદ ૨૬ મું રાગ એજ.

છે રામ રસાયણુ સોંઘી, જગ જીવડા જાણે મોંઘી. ટેક.
શીર સાટે સાટું થાયે, પામરતો ભડકી જાયે, કોઇ ધીરવીર લઇ ખાયે
ખાવામાં ખુબ મીઠાશ પતે સહુ કાશ,
પડે સ્વપ્રકાશ, પછી કાં મોંઘી. છે૦
હિમતથી માથું વાઢે, તે માલ ખજાનો કાઢે, કાયર તો દેખા આડે,
ભોગવતાં ખુશ મિજાજ, અમર પદરાજ
સિદ્ધ સૌ કાજ, છતાં શું મોંઘી. છે૦
મરજીવા સુખ એ માણે, વર્ણન થઇ શકે નવાણે ટાણે માણે તે જાણે
જ્યાં જાણુનાર ખોવાય, જ્ઞેય રૂપ થાય,
અરે! રે! હાય! કેમ તે મોંઘી. છે૦
મણિરાય રસાયણુ કુંચી, ત્રિગુણાતિત સ્વાત્મિયસુંચી, પરમેપ્રભુતાનીખૂંચી
અંતર બાહિર આરામ, અડગ વિશ્રામ
રસાયણુ રામ, નહિ નહિ મોંઘી. છે૦

પદ ૨૭ મું રાગ શાર્દુલ વિક્રિડિત છંદ રામ સ્તુતિ.

જેવું દર્પણુમાં અહા! વિલસતું જો નગ્ન દેખાય છે
માયાથી જગ આત્મમાં પ્રસરતું, તેવુંજ પેખાય છે
તોયે અદ્વય આત્મને અનુભવે, જે સ્વાત્મ રૂપે સદા

એવા એ રઘુવીર ! રામ ! મણી ! હું, સ્નેહે સ્તવું સર્વદા. ૧
જે આ વિશ્વતરૂતણું સબળ ને, સાચું સદા બીજ છે
જેમાં વિશ્વ નથી અને અરૂપ જે, સાચી સદા ચીજ છે
આભાસે બધું ભાસમાન બનતું, થાતું નથી જે કદા. એવા ૨
ખેલાડી કુશળો કરી કુશળ આ, ભૂમિ બધી નાટકી
જેનો પાર ન પામતા સુર મુનિ, છોને મરે ભાટકી
ભક્તોને અભયે કરે સુફળતા, જે શાંતિદા વર્સદા. એવા ૩
ચિત્રો કલ્પિત દેશકાળ બહુ એ, કીધાં ખરે ચેટકી
જ્ઞાને થાય નિરાસ હાશ ! સઘળાં, અંતે શકે નાટકી
જે છે તત્વમસિ રૂપે વિલસતા, વિજ્ઞાન થાયે તદા. એવા ૪
યોગી ! યોગધરા ! સદા શુભકરા ! જ્ઞાનેશ્વરા ! ગાજતા
ભક્તોને શિર નિત્ય જે સ્વરૂપથી, હા ! છત્ર સમ છાજતા
ગોવિંદા ! ગુણુપારને ગુણનિધી, ગાંભીર્ય પ્રેમા સ્પદા. એવા ૫

પદ ૨૮ મું રાગ શરાચ છંદ રામ ધ્યાન.

અહિં સુવેલુ શૈલ શૃંગ, ઉચ્ચ શુભ્ર શોભતું
સ સૈન્ય રામ ઉતર્યાંજ, દેખી દિલ લોભતું
અતિ ઉતંગને સમાન પેખી, શૃંગ તે પરે
સુવૃક્ષના કુણાંજ પાન, લક્ષ્મણે લઈ કરે. ૧
સુગંધી પંક જે રચ્યું, બિછાનું,શુભ્રતા ભર્યું
મૃદુ રૂડું હરિણ ચર્મ, તે પરેજ પાથર્યું;
કૃપાળ હા ! દયાળ ! ને રૂપાળ ! રામ તે પરે
બિરાજ્યા સુ આસને, ધરેજ ધ્યાન મન ઠરે. ૨
કપીશ અંકમાં ધર્યુંજ, શીશ સ્વામીએ હસી
નિષંગ ચાપ વામ સવ્ય બાજુએ રહ્યાં લસી

સુધારતા સુદિવ્ય બાણુ, રામ કંજ શા કરે
સુમંત્ર વાત ગુપ્ત લંક ઈશ કાનમાં કરે. ૩
સુદાસ વાલી પુત્ર વાયુ પૂત્ર ઉગ્ર ભાગીયા
સુપાદ પદમ ચાંપવા, અનેક વિધ લાગીયા
પ્રભુ પીઠે બિરાજ્યા, વિરાસનેજ લક્ષ્મણા
કટી નિષંગ ચાપ બાણુ હાથ દિવ્ય ના મણા ૪
કૃપા સ્વરૂપ ગુણુ ધામ સ્વામિ રામ એમ એ
બિરાજતા સુધીર શૂરવીર સૈન્ય મધ્ય તે
અનંત રામ ધ્યાનમાંજ આજ ધ્યાનનો મણિ
સુ ધન્ય તે નરો રહેજ, લીન લેહથી બણી. ૬

પદ ૨૯ મું રાગ તોટક છંદ રામ ધ્યાન.

હનુમાન વિભીષણુ અંગદને, પ્રિય એ ભરતાદિ બધા અનુજે
અસિ ચર્મ સુચામર છત્ર અહ્યાં, વ્યજનો ધનુ શક્તિ સુધારી રહ્યા ૧
સહ જાનકી સૂર્ય સુવંશ તણુા, પ્રિય ભૂષણુ કામ લજાય ઘણુા
ઘનશ્યામ ઘટાવર ગાત્ર હરિ, પીત ઓપતું અંબર અંગ ધરી. ૨
મુકુટાદિ વિચિત્ર વિભૂષણુ હા ! પ્રતિ અંગ ધરેલ વિચક્ષણુ હા !
ઉર બાહુ વિશાળ સુકોમળતા, શુભનેત્ર સુકંજ સમાં દીપતાં. ૩
છબી ધામ સુ આસન સિંહ પરે, વિલસે મુનિ ચિત્તને મોહ કરે
નભ દુન્દુભિ હા ! અતિશે બજતાં, સુર ગાયક કિન્નર ગાન થતાં.૪
પરિવૃંદ સુનાચ કરંતી ચહે, મુનિને સુર બ્રહ્માન્દ લહે
પ્રિય ! રામનું ધ્યાન સુરમ્ય અહા ! નિરખે મણિ આત્મ સુધન્ય મહા.૫

પદ ૩૦ રાગ એજ. શ્રી કૃષ્ણુ સ્તુતિ.

અસુરારિ ! અઘારિ ! બગારિ ! હરિ ! ગિરધારી સ્તવું શિશ ચર્ણ ધરી
વ્રજ આહિર વાસજ એહ ગરયો, જન તારક ! આહિર તું જ બણ્યો.૧

શુભ શંખધરા ! કરવેણુ અહિ, વર ચક્રધરા ! કર લાકડી લઇ
સુર શોધી મરે ન જડયો તું અરે ! વ્રજ ધેનુ તણી તું વાંસે ફરે. ૨
જગ બાપ થયો સુત નંદ તણો, સુ પ્રતાપ દીપ્યો જગ ભક્તિ તણો
વનિતા કરી વ્હાલપને વળગી, ન કરીજ શક્યો હરિ તું અળગી. ૩
વૃજ આહિર બાળ બહુજ મળી, લલકાર કરે જતો તુંજ ઢળી
હરિ ! વત્સલતા જનની જણાં, કરૂણાળ ! કૃપા કહે ! શું ગણવી. ૪
બળ રામ તણા પ્રિય ! બંધુ ! [illegible] ! પ્રિય ! કૃષ્ણ ! કૃપાળ દયાળ બણી
જન આદરવા અવકાશ લઇ, પુગજો ઝટ વાર અતિવ થઇ. ૫

## પદ ૩૦ મું રાગ ભુજંગી ઇશ્વર સ્તુતિ.

નમું છું નમું છું કૃપા સુખ સિંધુ, નમું છું નમું છું સદા દીનબંધુ
નમું છું નમું છું સદાનંદ દાતા, નમું છું નમું છું મણિરામ ત્રાતા ટેક.
રસાળા કૃપાળા દયાળા મયાળા, વિશાલાક્ષ સ્વામિ નમે જ્યાં નૃપાળા
સદા દુષ્ટને કાળ રૂપેજ ખાતા. નમું છું૦ ૨
કદા દોષ દેખે ન ભક્તો તણાજે, સદા છિદ્ર શોધેજ દુષ્ટો તણાંતે
ખરા દીનને શુદ્ધ ભાવેજ ચ્હાતા. નમું છું૦ ૩
કદી દોષ દીઠા ન દિલેજ લીધા, શુણી ગુણ સંસાર જાહેર કીધા
પુરા રાંકનો હાથ હેતેજ રહાતા. નમું છું૦ ૪
ધરી હેતને બાળ પેઠેજ રક્ષે, નિજાનંદ ભક્તો તણે હાથ બક્ષે
નિભાવે સદા ભક્તિના માત્ર નાતા. નમું છું૦ ૫

## પદ ૩૧ મું રાગ મારા સાચા સ્નેહીરે૦

સુર્ય કુળ સુ સ્વામીરે, ભજો અવધેશ ભલા
ચંદ્ર મુખ નિહાળીરે, કાઢો બાપુ આધી બલા
મંગળ મુર્ત્તિ મનોહરરે, માહાદિનો નાશ કરે
સુખ ધ્યાન એ ધારીરે, ભવાબ્ધિને પાર તરે

ગુરૂ ગુણ સુમંદિર ગોતો હરિ હેત વડે
ભૃગુ પતિને નમાવ્ય રૂ, જેણે એક વાક્ય વડે
મંદ થાવું ન વ્હાલા ! રે, બેસો ઝટ ભકિતરથે
મણિરામની આજ્ઞારે, માનવ માની આવોપથે

પદ ૩૨ મું રાગ એજ.

રવિવારે રમાપતિરે, રૂડા રામજીને ભજો
સોમે સંત સમાગમરે, કરી સુખીયાંજ થજો
મંગળે માયા મુકારે, મ્હાલો મન મંદીરમાં
બુધ થઇને બાપલીયારે, જડાશોમાં જંજીરમાં
ગુરૂ સાન સ્વીકારોરે, ગોતો ઝટ ગોવિંદને
ભૃગુ નાથ શાં સેવોરે, પિતા પદ અરવિંદને
મંદ બુદ્ધિ મટાડોરે મુરારિ રૂપેજ થશો
રામ આજ્ઞા વિચારોરે, મણિમય આપ લસો

પદ ૩૩ મું રાગ મારા સાચા સ્નેહિરે૦

થાળ ઠાવકો ધરીયેરે પ્રેમે પ્રભુ ! આરોગજો
કંચન સત્સંગ થાળેરે સામગ્રી ઠાઠ સજ્યો
પ્રેમમય પકવાનોરે સજ્યાં શાક સ્નેહ તણાં
ચાહની કરી ચટણીરે ભકિત લાડુમાં ન મણા
પ્રીતી પાપડ તાજારે અથાણું છે ભાવે ભર્યાં
ફેરી રસ રામ ધુનીરે પુરી ભજ્યાં ધીમાં કર્યાં
શાંતિ જળ ટાઢું પીવારે દૃષ્ટાંતના તાંબુલ આ
મણિરામ ! સ્વીકારોરે આજીજી ઉભી કરૂં હા !

પદ ૩૪ મું રાગ એજ.

જગજીવન જમવારે આવો આજ હેતે ઘરૂં

પુરી બાસુદી લાડુરે દુધી તણો હલવો કરૂં
શીરો પોળી ઘી બોળીરે સાટા મોળા મીઠા ખાજાં
સુત્રફેણી જલેબીરે શ્રીખંડ છણુંધું તાજાં
માલ પુડા ને ઘેબરરે કળી ગાંઠીયા ભજીયાં
દાળભાત મજાનાંરે ઘણા શાક સારાં થયાં
કઢી દુધ સાકરીયાંરે અથાણાનો ઠાઠ અતિ
જળ શીતળ તાંબુલરે લેજો મણિરામ પતિ

પદ ૩૫ મું. રાગ એક તીર ફેંકતાની૦

આનંદ લ્હાણુ સરખી, પ્રભુ ! આપજો બધાનેિ. ટેક.
સુખ શાંતિ સંપ શકિત ને ઉદ્યમીજ વૃત્તિ
કલ્યાણ લ્હાણુ સરખી. પ્રભુ૦
કરૂણા વડે બધાંને, સૌ એક મેક દેખે
પ્રિય ! પ્રેમ લ્હાણુ સરખી. પ્રભુ૦
ન લડે વઢે ન કોઇ, સૌ મિત્રતાજ દાખે
બસ ! ભાવ લ્હાણુ સરખી. પ્રભુ૦
સૌ દેશમાં સુકાળે, સ્વાનંદના કીલોલ્લા
મણિરામ લ્હાણુ સરખી. પ્રભુ૦

પદ ૩૬ મું રાગ એજ.

હે ! રામ ! તું કૃપાથી, કલ્યાણ આપ સૌને. ટેક.
વિશ્વે સુશાંતિ જામે, નહિ કલેશ કોઇ ઠામે
પ્રભુજી ! દયાળુતાથી. કલ્યાણ૦
સૌ વિગ્રહો વિરામે, સુખ થાય ધામ ધામે
હરિ ! હા ! રસાળતાથી. કલ્યાણ૦
સંસાર તાપ ઠારી, દુઃખ વાદળાં નિવારી
વિશ્વેશ્વરા મયાથી. કલ્યાણ૦

મણિરામ ભકિત ભાવે, રંગાય દિલ સૌનું
મુખ રામ રામ રટીયે. કલ્યાણ૦

પદ ૩૭ મું રાગ આરતિ.

જય જય સદ્‌ગુરૂ દેવ જય સુખ રૂપ સાચા (૨) જય
ચિદ્‌ઘન પરમાનંદ (૨) સત્ય સદા વાચા. જયદેવ જયદેવ.
સુકૃતિ સુભગ શરીર, સર્વ યુગે ઝગતા (૨)
જ્ઞાન રવી પ્રકટાવી (૨) સ્વાનંદે દ્રવતા. જયદેવ જયદેવ.
ત્રણકાળે ત્રયલોકે, જીવડા ઉદ્ધાર્યા (૨)
ચારે જુગ ગુરૂ દેવા ! (૨) ભકત ભલાં તાર્યા. જયદેવ જયદેવ.
નર તોપણ નરસિંહ, આદિ શિવ સ્વામી (૨)
પદપંકજ મણિરામે (૨) પકડયું બહુ નામી. જયદેવ જયદેવ.

પદ ૩૮ મું રાગ ભુંજગી છંદ રામમણી ષટક.

અરૂપે સ્વરૂપે અકામી અનામી, અમાની અજાની અભાની અધામી
અલક્ષે સ્વલક્ષે, વિપક્ષે સ્વપક્ષે, મણી સચ્ચિદાનંદછું રામ લક્ષ્યે. ૧
અકલ્પી ન સ્વલ્પી વિકલ્પી ન જલ્પી, અગુણે ગુણાગારછું નિર્વિકલ્પી
પ્રસાદિ અનાદિ ન આદિ સ્વરક્ષે. મણી૦ ૨
જરા ના મરૂંના ન જન્મું કદાપિ, અણુથી અણુંછું તથાપિ પ્રતાપિ
પરાપાર સંસાર સારે સ્વપક્ષે. મણી૦ ૩
નિરાધાર આધાર સૌ ધારનારો, તથા સૌ વિનાનો રમું છેક ન્યારો
મહાકાળનો કાળ વિકાળ ભક્ષે. મણી૦ ૪
સુવેદાંત સિદ્ધાંતથી વેદ્ય સત્યે, સ્વતઃ સિદ્ધ શૂન્યે અશૂન્યે સ્વનિત્યે
સ્વયં સ્વાદ માણું સ્વયં સ્વાત્મ ચક્ષે. મણી૦ ૫
અનન્યાશ્રિતે સ્વે રમું રમ્યતામાં, ભુરી ભાવ ભૂતેશનો ભવ્યતામાં
મુનિ નાગ દૈત્યો નરો દેવ યક્ષે. મણી૦ ૬

પદ ૧ લું રાગ સહીયારીનો

આ પુરાતની વિશ્વે વ્હાલાં પાર ન દુઃખનો તેથી તેણું
જ્યાં ત્યાંથી પણ સુખડાં સારાં, ઉછી ઉધારે લેવા પડતાં
તે માટે જો હસશો તો આ, વિશ્વ બધુ આવે હસવાને
જો રોશો તો રહી અકિલા, પડખે કોઇ ના ચડવાનું
ગાશો તો સૌ દિશા વિષેથી પડઘા પડશે ગાન તણાહા
પણ નિશાસા જો નાખો તો, ફોક હવામાં ઉડી જવાના
માટે આનંદી થઈ માણો, લ્હાણુ સહુને આપો સ્નેહે
મણિમય જગને ભાળી હેતે,રામ ભજી લ્યો સાચા વેહે.

પદ ૨ જું રાગ વાટડી જુએ છે.

જા જા પુગી જા આનંદા શ્રમે, જંગી જીવડા. જા૦ ટેક.
જનને ઉદ્ધારવાને, ભવભયથી તારવાને,
ધરિયો અવતાર છે ત્રિવિક્રમે, જં૦
વીરહાક વાગે જો જો આસુરી સંપત્ માથે
દોષ દુર્ગોને શુરે આક્રમે. જં૦
જાગતી જ્યોતિ જેની, ઝળકે જગમાં જગપારે
જોતાં ન જાણુ ભટકે કાં ભ્રમે. જં૦
રામ રૂપે બીરાજે, દાતારી જ્ઞાન મણિની.
ભવ ભય ટાળે ઉતારે સૌ શ્રમે, જં૦

પદ ૩ જું રાગ ભૈરવ.

ડગલાં ભર ભા ! આનંદ ભણી. આનંદ ભણી આનંદ ભણી. ડગલાં૦ટેક
આનંદે આનંદ અપારે, જડતી જ્ઞાના નંદકણી ડ૦
જ્ઞાનાનંદકણીથી જાગે, ઝટ જ્યોતિ સ્વાનંદ તણી. ડ૦
પ્રિયતાથી સ્વાનંદે રહેશે, આપે બ્રહ્માનંદ બણી. ડ૦
રામ રમંતો રસમય રાસે. પ્રિયતમ પરમાનંદ મણી. ડ૦

## ચોરવાડકર પ્રભુલાલ પ્રીતમલાલ પઢિયાર કૃત.

# રામવીણા.

જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનાં સર્વોત્તમ રહસ્ય પ્રકાશક ૧૦ ભજનોનું ૫૫૦ પાનાનું સુંદર કાગળપર છાપેલ સોનેરી નાઃ અલંકૃત મજબુત કપડાંના પુંઠાવાળું અનુપમ દળદાર પુસ્તક વડોદરા, જુનાગઢ, ભાવનગર કેળવણી ખાતાએ, શાળા-પુસ્તકા માટે મંજુર કરેલું, સાક્ષર પ્રશંસનિય તથા સુભક્ત જ્ઞાનીને ભક્તિ જ્ઞાનસુધા સહજ પ્રાપ્ત કરી આપનાર પુસ્તક. ઘણીજ થોડીજ નકલો બાકી કીમત રૂા. ૧-૧૨-૦ પોષ્ટેજ જુદું.

રામજ્ઞાઃ—બેન માણેક મદનજી કૃત. ઇશ્વરાજ્ઞા રૂપે ૧૮ આજ્ઞાઓનું પરમ પથે પ્રેરનારું અત્યુત્તમ પુસ્તક મૂલ્ય રૂા. ૦-૩-૦ પોષ્ટે જુદું.

સંગીતગીતા, સ્તોત્રષટક, શ્રી રામલહરિ લ્હેર ૧ લી તથા ૨ જી અમૂલ્ય. દોઢ આનો પોસ્ટેજનો મોકલવાથી મળશે.

મળવાનાં ઠેકાણાં

શેઠ પુરૂષોત્તમ નાનજી ઠક્કુર
રામવીણા તથા રામાજ્ઞાના
પ્રકાશક
મુ. કેશોદ-કાઠિયાવાડ.

રા. રા. નવનિધરાય ઇચ્છાશંકર
કીકાણી.
બજાર કુળિયા,
મુ.જુનાગઢ-કાઠિયાવાડ.